## પ્રકરણ : ૫.

### ભજન આત્મચેતનાનું મહિયર

ભજન એ કવિતાનું જ સ્વરૂપ છે. એમાં છંદો રચનાનું એવું કશું મહત્વ નથી. "કવિતા એટલે માત્ર સુંદર અને અસરકારક છંદ રચના એમ નથી."

સર્વાંગસુંદર નખશિખ કવિતા કોઈપણ ભાષામાં થોડીક જ મળે છે, તો ભજન પણ કવિતાનો એક સ્વરૂપ પ્રકાર હોવાથી એને પણ એ હકીકત એટલી જ સ્પર્શે છે. છતાંય શુધ્ધ સર્વાંગમનોહર ભજનોમાં ધ્રુવપદ, ભાવ, શબ્દાર્થ, અલંકાર, રસ ને ધ્વનિ એ બધું આત્માની કલારૂપે પ્રકટે છે. આમાં ક્યારેક ધ્રુવપદની ચમત્કૃતિ આખા ભજનમાં વેધક હોય છે, કવચિત ભાવની સર્વાંગનિષ્પત્તિ પ્રત્યેક પંક્તિમાં ને એ રીતે સમગ્ર ભજનમાં અનુભવાય છે, ક્યારેક એમાં શબ્દાર્થનું સંયોજન કલાત્મક હોય છે, ક્યારેક એમાં શાંતરસની અવધિ સધાતી હોય એમ રસનું આયોજન થયું હોય છે; તો ક્યારેક ધ્વનિ એ જ કાવ્યનો આત્મા થઈને ભજનમાં અત્તરનો ફાયો બનીને ફરે છે.

ભજનમાં એકાદ બે પંક્તિઓ જ કવિત્વની મુદ્રાથી સભર હોય છે

" A very beautiful line is a very pure element of Poetry""

——પોલ વાલેરી જે કવિતા માટે કહે છે એ શુધ્ધ ભજનમાં પણ સાચું છે. એ રીતે મછંદર, ગોરખ, નરસિંહ, મીરાં, અખો, ધીરો, દેવાયત પંડિત, ભોજો, ગંગાસતી, નિષ્કુળાનંદ, પ્રેમસખી, માર્કંડ ઋષિ, હરજી ભાટી, લાખા-લોયણ, ભર્તૃહરી - ગોપીચંદ, જેવાં અનેક "અલખધરમી" ભજનસર્જકોનાં ભજનો ભાવ, ભાષા, રસ ને ધ્વનિની દ્રષ્ટિએ માણવાં જેવાં છે. એમાંથી આનંદની - સરવાણી ફૂટે છે. પ્રેમનો પારાવાર અનુભવાય છે, રસની શાંતસમાધિ અનુભવાય છે.

"અખિલ બ્રહ્માંડમાં એક તું"ની અભેદદશા પ્રકટ થાય છે.—

"પ્રેમની કટારી" જેને લાગી હોય એ જ એની વેદના જાણે. એમ જેને બ્રહ્મલગની લાગે છે, એને આત્મતત્ત્વનું ભાન જન્મે છે. ભજન તો – વિશ્વતદ્રૂપતાનું આનંદગાન બની જાય છે એ પણ આથી જ. ભજનમાં જેની રસ ને રુચિ છે, એને શુધ્ધ ભજનની વિભાવના માટે વિવાદમાં પડવાની જરૂર નથી. ખરી રીતે તો ભજન શુધ્ધ ને અશુધ્ધ એમ કહેવું જ અયોગ્ય છે. કારણ કે આનંદ, પ્રેમ ને શાશ્વત શાંતિનો અનુભવ માત્ર ક્ષણનો જ નહિ પણ સમગ્ર જીવનનો બની જાય એવી માર્મિક પળો તો ભજનમંડળીઓમાં ગવાતાં ભજનો જન્માવે છે. ત્યાં અશુધ્ધ ને દુર્બોધ ભજનો પણ આનંદ-સાગરનાં મોજાં બની રહે છે.

છતાંય એક અભ્યાસ તરીકે એલિયટનું આ વિધાન ભજનની વિભાવનાને પણ લાગુ પડી શકે છે:

"The experience of the poem is the experience both of a moment and of a life time."

ભક્તોએ પસંદ કરેલ ભજનનું માધ્યમ એમના કથનને અનુરૂપ છે. કારણ ભજન જ ભક્તોને મન પોતાના "આત્માની માતૃભાષા"[1] લાગે છે. એટલે ભજનની વ્યાખ્યા ભજનોના અભ્યાસમાંથી તારવીએ, તો કહેવું પડે છે કે "આત્માની માતૃભાષા" તો ભજન જ છે.

આત્માની અમૃતા વાણી વાગ્દેવીરૂપે કવિતાસ્વરૂપ છે. એ દૃષ્ટિએ બધાં કાવ્યસ્વરૂપો આત્માની માતૃભાષારૂપ બની જાય છે.

કવિતાનો વાગ્વ્યાપાર, પ્રેરણાજન્ય હોતાં સ્વયંભૂ છે, છતાંય એમાં "કસબ ને કારીગરી"ની જરૂર કવિને રહે છે. ભક્તોએ ભજનમંડળીમાં ગાતાં ગાતાં એકતારાના તારે ભજનોનું સર્જન કર્યું છે આ મહદંશે સાચું છે.

---

૧. શ્રી ઉમાશંકર જોશી.

-ભાવની એક અનુભૂતિના લય પર શબ્દને ભાવાનુકૂલ એમણે આકાર આપ્યો છે ને એ રીતે ભજનો અન્યના મનમાં કંઠસ્થ થયાં છે. ફરી ફરીને - લલકારમાં આવતાં એમાં કોઇ ભાવ કે કોઇ શબ્દ વધે ઘટે ખરાં; પણ તીર્થસ્થાનોમાં ફરતા યાત્રાળુઓએ એ ભજનોને પ્રાંતપ્રાંતની યાત્રા કરાવી છે. એટલે એમાં પરભાષાના શબ્દો પણ ભાવગુંજનમાં ભળ્યા છે. આમ શ્રધ્ધાળુ સંત યાત્રિકોની સાથે સાથે ભજનોએ પણ યાત્રા આરંભી છે. વિશ્વંભરની પાર્થિવ ને અદૃશ્ય સૃષ્ટિનું સાધનાના બળે કરેલું દર્શન - વિશ્વયાત્રીઓ જેવા ભજનિક-સંતોએ ભજનમાં વહાવ્યું છે. પ્રતીકોની - બહુવિધ ચિત્રાત્મક સંકલના ભજનમાં છે. સમાજજીવનનાં સારાં-માઠાં ચિત્રો ભજનમાં અનોખી રીતે પ્રયોજાયાં છે. એ દૃષ્ટિએ કબીર ને અખો અને એવા અન્ય ભજનસર્જકોની બાની વિશિષ્ટ અભ્યાસ માગે છે.

કવિતાનો મનોવ્યાપાર એક મનમાંથી બીજામાં જવાનો છે; એટલે કવિતાને જો કોઇ "મનોયાત્રા" જાતિમાં મૂકે તો એમાં નવાઇ નથી. ભજન આ રીતે મનોયાત્રાજાતિમાં બેસનાર કાવ્ય છે. દુનિયાના કાવ્યસાહિત્યમાં કાવ્યગાનથી યાત્રા કરનારા બાઉલ જાણીતા છે. આવા જ સૌરાષ્ટ્ર - ગુજરાતમાં રાવણહથ્થો લઇને ફરનાર ભરથરીઓ પણ છે. આ લોકોએ ભજનને પાંખો આપી છે. ભજનકવિતાએ મન ને કંઠની યાત્રા કરી છે. એના જેવું નરવું કાવ્યસ્વરૂપ બીજું એકે નહીં મળે. ભજન લોકો દ્વારા લખાતું, લોકો માટે લખાતું ને લોકોથી જીવાતું ને ઝીલાતું લોકસામૂહિક એવું કાવ્યરૂપ આથી જ પામ્યું છે. ભજનનો શબ્દ અનેક હૈયાઉકલતવાળા ભજનિકોની સંમતિ જેવો છે. એના ભાવ અનેકોની હૈયાસંમતિ જેવા છે, એમાંના પ્રતિરૂપો અનેકોની જીવનદૃષ્ટિના રદિયા જેવાં છે. ભજનકારોએ સૂરગંગાના અતિથિ જેવા અનેકવિધ કાળને - સન્માન્યા છે.

ભજનને કર્તૃત્વનાં બંધન નથી. સાચી કવિતાનું સર્જક તો સનાતન હૈયું છે. એ હૈયું ધરનારો બદલાશે, પણ એનો ધબકારો તો સનાતન કાળની સામે અડગ ને અજય રહેવાનો. ભજન એ રીતે સનાતનહૈયાનો ધબકારો થવા માટે સર્જાયું છે. કવિતાની આત્મિક શક્તિનો ઉન્મેષ તો ભજનમાં છે એટલે ભજન એ સૌનું સ્વજન છે, એની પાસે ઊંચ-નીચના કે જાતિ-પાંતિના ભેદ નથી. આમ કવિતાનું લોકશાહી સ્વરૂપ ભજન છે.

"શુધ્ધ કવિતાને નથી હોતો વાદ કે નથી હોતો વાડો"[2] આ રીતે કેટલાંક ભજનો પણ જ્યારે વાદ કે ધર્મસિધ્ધાંતોનો પ્રચાર અપનાવે છે ત્યારે એમાં કલાતત્ત્વ કેટલું એ સહજ પ્રશ્ન થાય છે. સાચું ભજન સાંપ્રદાયિક તત્ત્વથી પર છે: બીજાં મિશ્ર ભજનો છે.

કવિતા સ્વયંભૂ ને રહસ્યમયી છે એમ કહેવાય છે. સ્વયંભૂ રહસ્યકથન એ ભજનનું લક્ષણ છે. એના કણકણમાં અપાર રહસ્યો પડેલાં છે. અંત - બ્રહ્માંડનાં રહસ્યો તો માણસે પોતાની અર્ધપ્રજ્ઞાત ચેતનાથી ગૃહીત કર્યાં છે. એટલે જ શ્રી અરવિંદ માને છે કે કવિદ્રષ્ટાને મન કસબ એ જ પ્રેરણા સાથે જ રહેતો અંશ માત્ર છે: આ વિધાન ભજનસર્જકો માટે પણ સાચું છે:

I don't think about the technique because thinking is no longer in my line. I don't bother about details while writing because that would only hamper the inspiration. I let it come through without interference. The inspiration provides what I want according to standing orders. The poems come as a stream beginning at the first line and ending at the last.

—શ્રી અરવિંદ

---

૨. શ્રી સુરેશ દલાલ.

સંસ્કૃત ધર્મગ્રંથો, અને અન્ય સંસ્કૃત મહાકાવ્યાદિ સાહિત્યમાં નજર કરીએ છીએ તો એમાં જીવનનો અગાધ વિસ્તાર પડેલો છે. જીવનનું આટલું વિસ્તૃત દર્શન સંસ્કૃત સાહિત્યમાં થાય છે. એ ભક્તોએ ઉદાત્ત ધર્મદર્શન અને ઉન્નત જીવનદર્શન પોતાના જીવનમાં ભક્તિસાધનાથી આત્મસાત્ કરવાની મથામણો અનુભવી છે ને એ રીતે પરમ તત્ત્વની આરાધના કરતાં કરતાં ભજનને સેવ્યું છે. એક નાનો વિચાર પણ એમણે સાધનાની અનુભૂતિના ફળ રૂપે વ્યક્ત કર્યો છે. પોતાના કથનને સચોટ કરવા માટે દુન્યવી જીવન ને સાહિત્યમાંથી દૃષ્ટાંતોને સારવી સારવી તેમણે ભજનની અભિવ્યક્તિમાં સંકળ્યાં છે. આમ ભજનમાંનો વિચાર, ભાવ, દૃષ્ટાંત, રૂપક, જીવનદર્શન કે કલ્પના સંસ્કૃત ધર્મગ્રંથોની પુણ્યભૂમિનું કેટલેક અંશે સ્મરણ કરાવે છે. એવાં ભજનોમાં અનુભૂતિની સચ્ચાઇ પણ હોય છે તેમ ક્યારેક એમાં મૌલિક દર્શન પણ હોય છે. તો ક્યારેક માત્ર અનુસરણ પણ હોય છે. જ્યાં આવું મૌલિક દર્શન છે ત્યાં તત્ત્વાંતરોની પેલે પાર જોનારી આર્ષદૃષ્ટિ પરિચય થાય છે. આર્ષદૃષ્ટિ શબ્દ જો અતિશયોક્તિ લાગે તો આત્મસૂઝ કે કોઠાસૂઝ એમનામાં હતી જ એમ જરૂર કહી શકાય.

મેઘાનું દર્શન પણ એમની ભજનવાણીમાં થયાં કરે છે. ભજનની વ્યાખ્યા બાંધતાં આ બધાં અંશોનો પણ વિચાર કરવો જરૂરી છે.

ભજનનું જીવનદર્શન "સત્ય", "શિવ", ને "સુંદર— એ ત્રણ શબ્દોમાં સમાન છે.

સત્ય:

૧. ભજનવાણીમાં સમાજના સર્વાંશોની યોગ્ય પ્રતિષ્ઠાનું સત્ય છે. નીતિનો પુરસ્કાર અનીતિનો તિરસ્કાર ભજનોમાં મળે છે. માનવશક્તિની મહત્તાનું સત્ય પણ તેમાં છે.

૨. પ્રકૃતિના ચૈતન્યના અવિષ્કારોમાં બધી જ જીવસૃષ્ટિનો સમાનભાવે ને નિર્મમ ભાવે પ્રેમ સંપાદિત કરવો. આમ પ્રેમનું સત્ય ભજનવાણીમાં પ્રતિષ્ઠિત કરવું.

શિવ: ૧. માનવ જીવનનું કલ્યાણ શામાં છે તે ભજનવાણીમાં દર્શાવવા-
માં આવ્યું છે.

સુંદર: ૧. માનવ સૌંદર્યમાં દૈવી અંશોની સ્થાપના. એટલે જ -
માનવસર્જન બધી જીવનસૃષ્ટિમાં ઉત્કૃષ્ટ ગણ્યું.

૨. જડ સૃષ્ટિનું સૌંદર્યમંડિત અવલોકન ને એ રીતે બ્રહ્માંડ
મીમાંસા કરવી.

આમ ભજન, સત્ય, શિવ ને સુંદરનું સમાલોચન છે.

—— ભજન આત્મશુદ્ધિનું રસાયન છે. કારણ ભજનકારોએ આત્મશુદ્ધિની પ્રયોગશાળા જેવું આદર્શ જીવન પસાર કર્યું છે. એ પ્રયોગશાળામાં શુદ્ધિ તો ભાવની, અનુભવની અને જ્ઞાનની વિશેષ થતાં થતાં આત્માનું કુંદન તવાયું છે. એમ થતાં થતાં ભજનના પ્રાણરૂપ શબ્દનું શોધન થયું છે. ભજનમાંનો શબ્દ જીવનની એરણ પર ટીપાયો છે. જીવનસંઘર્ષની ભઠ્ઠીમાં એ શબ્દ અંગાર બનીને ભજનનો ભાવાકાર પામ્યો છે એ ભૂલવા જેવું સત્ય નથી. આત્મ-શક્તિ-સંપન્ન માણસની નિર્વૈર ભૂમિકા આજુબાજુના લોકોમાં બંધુત્વ જગાડે તો એમની જ જીવનપ્રક્રિયામાંથી આત્મચૈતન્યનો અનુભવ લઈને નિષ્પન્ન થયેલું ભજન અનેકોના જીવનને કેમ ન તારે! આમ ભજન જીવનને શુદ્ધ કુંદન કરનાર પારસ છે.

ભૌતિક, આધિભૌતિક ને દૈવી વિષયો ભજનની ભૂમા છે. સરસ્વતી, ગણપતિ, ગુરુ દેવ, જ્ઞાનકટાક્ષ, ઉપદેશ, વૈરાગ્ય, લોકયાઓ ને ભક્તોનાં જીવનચરિત્રો, ગગન, બ્રહ્મબ્રહ્માંડ, આદિ એમાં સમાવિષ્ટ છે.

સરસ્વતી: "પરથમ સમરું શારદા, ગણપતિ લાગું પાય,
અવિચળ વાણી આપજો મતિ દેજો મોરી માય."

"પ્રથમ નમું માતા સરસ્વતી બીજું નમણ ગુણેશ,
ત્રીજું નમણ કરું ત્રિગુણા બ્રહ્મા વિષ્ણુ મહેશ."

ગણપતિ: "સદા ભવાની સહાય રે, ગૌરી-પુત્ર ગણેશ.
પંચદેવ રક્ષા કરે બ્રહ્મા, વિષ્ણુ, મહેશ."
"દુંદાળો, દુઃખભંજણો સદાય બાળે વેશ.
સમર્યે લખ લાભ દિયે ગૌરી-પુત્ર ગણેશ."

ગુરુદેવ: "પ્રથમ નમું ગુરુદેવને આપ્યાં નિજનાં જ્ઞાન.
જ્ઞાનથી ગોવિંદને ઓળખ્યા દેહનાં મટયાં અભિમાન."
"ગુરુ બિના જ્ઞાન ન ઊપજે ગુરુ બિના મીલે ના ભેદ,
ગુરુ બિના સંશય ના મીટે જય જય જય ગુરુદેવ."
"મન મારનકી ઔષધિ સત ગુરુ દેત બતાઇ.
ઇચ્છત પરમાનંદ કો સો ગુરુ ચરણે જાય."
"ગુરુ ગોવિંદ દોનું ખડે કીસકૂં લાગું પાય,
બલિહારી ગુરુ દેવકી દિયા ગોવિંદ બતાય."
"નામ નેનમેં રમ રિયા જાનેગા જન કોઇ.
જાકું સદ્‌ગુરુ પૂરા મીલા તાકું માલુમ હોય."
"એક શબ્દ ગુરુ દેવકા તાકા અનંત વિચાર.
થાકે મુનિજન પંડિતા વેદ ન પાવે પાર."

<u>જ્ઞાનકટાક્ષ:</u>" "હસા પ્રીત કાચકી વિપદ પડે ઊડ જાય,
સાચી પ્રીત સેવાલકી જળ ભેગી સુકાય."
"ઊંડા જળની માછલી પાતાળમાં તારો વાસ.
રતન જેસી અખિયા ક્યું ન દેખી જાળ?"
"ઊંડા જળની માછલી પાતાળમાં મારો વાસ,
ફાંસી આવી કરમકી તો ક્યા કરે કિરતાર"
"કરત કુસંગ ચાહત કુશલ એહી બડો અફસોસ,
સમુદર કો મહિમા ઘટ્યો જબ રાવણ વસ્યો પડોશ."

"પ્રીત ત્યહાં પડદા નહિ પડદા ત્યાં નહિ પ્રીત.
પ્રીત પડદા દોનું રખે વો દુશ્મનકી રીત."

ભજનનાં વિવિધ રૂપકો અને પ્રતીકો:

"સુંદરવરની ચૂંદડી, સર્વસંત ઓધારણ ચૂંદડી:
મહિ આતમરામનો એક ...... ઓધારણ."

"રાતો રંગ મજીઠનો એનો પૂર્ણ લાગ્યો પાસ,
અનંત જુગે નહિ ઊતરે વાણી ગાય છે સંત મૂળદાસ" —મૂળદાસ

"પાની કી સૂઇ પવનકા ધાગા, સીવત સીવત નવ માસ જ લાગા"
— કબીર

"ઝીની ઝીની ઝીની ચદરિયા, કાહે કા તાના કાહેકી ભરની,"
કોન તારસે બીની ચદરિયા" — કબીર

જ્ઞાનકટાક્ષનું નિરૂપણ:

"દયા ધરમ નહિ મનમેં મુખડા ક્યા દેખો દરપનમેં?
પઘડી બાંધો, કેશ સમારો, તેલ નાખો હો તનમેં
એ હી બદન પર ઘાસ ઉગેગા ગાયો ચરેગી બનમેં — મુખડા.
આંબે કી ડાલ પર કોયલ રાજી, તપસી રાજી બનમેં,
ઘરબાલી કો પરમેં રાજી, તપસી રાજી તનમેં — મુખડા
કાગજ કેરા નાવ બનાયા જઇ ડાલા સમદરમેં,
ધરમી ધરમી પાર ઉતરિયા પાપી બૂડા પલમેં,
દુમરકા પાની જોબનકે લટકે, ચલા જાવે એક પલમેં
કહત કબીરા .... રહી ગઇ મન કી મનમેં" — કબીર.

"ઘોડી ધીરે ગાડી હાંકો રે મેરામ ગાડીવાલા.
ગાડી મારી અજબ રંગીલી, બેલ જોડયા બેચાર,
હાંકનવાલા છેલ છબીલા બેઠનવાલા લાલ.

ગાડી છૂટી રેનમેં ને મજલ પડ્યા હે દૂર.
સીધા સદ્ગુરુ જો મિલે તો પહોંચાડે હજૂર.
ઘોડા છૂટ્યા સ્થાનસે ને પીછે પડ્યો પોકાર.
દશ દરવાજા બંધ કર્યાં પણ નીકળી ગયો અસવાર.
જંતર મારું જાજરું તૂટી ગયા બહુ તાર.
જંતર બિચારાં ક્યા કરે એનો ગયો બજાવનહાર."
"કાજી હો કર પઢે કીતાબા જિભ્યા હલાવે બહુ ઝટકી.
ભીતરમેં કુછ ભેદ ન પાયો રામનામકી સુરધી પટકી."
"પાંચ હાથકી બની મસીતાં ત્યાં અનેક નિમાજી ભેળા હુવા
પીર પેગંબરનો ભેદ ન જાણ્યો પછી બાંગુ દઇ દઇ મુવા"
"ઝાઝા તાલ ને ઝાઝા તંબૂરા, ત્યાં અનેક ભગતું ભેળા હુવા
ભાવભક્તિનો ભેદ ન જાણ્યો પછી ધૂણી ધૂણીને મુવા"

પાખંડને:

"દુઃખ પડે તો દેવનકૂ સમરે, નાળિયેર અન્ન ચડાવે.
ફૂટી રે કાચલી દેવનૂકૂં ચડાવે, ગોલા આપ પટકાવે."
"માટી કા તો નાગ બનાયા, તાકૂ દૂધ પિલાઇ.
સાચા નાગ જબ ઘરમેં પેઠા, લઇ ધોકે ધમરાઇ."

ઉપદેશ: "ક્ષમા–ખડગ કર ધારો સન્તો। ક્ષમા ખડગ કર ધારો રે
સત–સમશેર ને બાનુ–બરછી, જ્ઞાન–ઘોડો શણગારો
લક્ષ–લગામ ને પ્રેમ–પલાણો, ચિત્તનો ચાબૂક મારો –મારા સંતો
ધીરજની ઢાલ ભજનના ભાલા, બ્રહ્મચર્યખ્તર સારો રે.
કાયા–નગરમાં મનમેવાસી, તેએ કરીને બિદારો –મારા સંતો"

વૈરાગ્ય:

"પહેલો બિસામો ઘરને આંગણે, બીજો બિસામો ઝાંપા બહાર,
ત્રીજો બિસામો ગામને ગોંદરે, ચોથો બિસામો સમશાન:

એનાં કરમઠડીમાં ખડક્યાં રે, માથે મેલી અગનરાણી હે જી."
"ધૂણી ને પાણી । સંગ ચલેંગી ને રેન કરેંગી દોદો બાતાં જી
ગંગા ને જમના મારા ચરણ પખાળે, વસતિ લાવેગી દૂધ ભાતાં જી."

કથાખ્યાનાત્મક ભજનો:

"પીર રે પુકારે ગુંજા બાવરાં, નહિ રે મેરુ ને નહિ મેદિની.
નહોતા જે દી" ધરતી આકાશ રે; ચાંદો ને સૂરજ જે દી" હોય નહોતા,
તે દી" મહાલેકધણી આપોઆપ રે.
"પાપ તારું પરકાશ........ જેસલા કરી લે વિચાર."

માલદે – રૂપાદેત્રા, જેસલ-તોરલ, લાખા-લોયણ, ગોપીચંદ-ભરથરી, કાચબા-કાચબી, ચલૈયા આખ્યાન, હરચંદ પુરાણ વગેરે કથા-ભજનો તરીકે જાણીતાં છે.

આ ભજનવિષયના વ્યાપ તરીકે આટલું બસ છે.

આટલાં વિષયવ્યાપન પરથી ભજનોની શક્તિનો પરચો મળી રહે છે. આ વહેતી ભજનવાણીએ આપણી લોકશાળાઓ તરીકે સમાજમાં નૈતિક જીવનભાવનાનાં બીજ વાવ્યાં છે. ધર્મના મતમતાંતરો ભજનવાણીને અભિપ્રેત નથી. એને તો અભિપ્રેત છે, માનવને પરમાત્માનું દર્શન કરાવનારી આતમસૂઝ. માનવની અંતઃપ્રેરણા નિત્ય સજાગ રહે એ રીતે સર્વધર્મોના સંદેશોને ભજનવાણી ઝીલે છે એટલે ભજનોને અમુક જ પંથ, સંપ્રદાય કે વાદના પ્રતીક તરીકે સ્વીકારતી વખતે ખૂબ સાવચેતી રાખવાની જરૂર છે. નાથસંપ્રદાય, સહજ્યાની ને માર્ગપંથીઓની વાણી ભજનમાં સાંપ્રદાયિક મૂલ્ય તરીકે જ માત્ર ગણવા જેવી નથી. એવાં ભજનો પ્રભુદર્શનના સાધના-માર્ગ તરીકે સ્વાયત્ત મૂલ્ય માગે છે. હઠયોગના પ્રકારો અને એની શબ્દાવલિ પણ ભજનમાં આવે છે ત્યાં સાધનાનું એ સ્વરૂપ દર્શાવે છે; ભજનવાણીએ સાધનાના એવા અનેક માર્ગોનો નિર્દેશ કર્યો છે. એ કોઈ પંથના બંદીવાન નથી બની રહેતા. સાચાં ભજનમાં સર્વધર્મ, સર્વપંથ ને-

—સર્વસિધ્ધાંતસરણિનું તાટસ્થ્ય રહ્યું છે; આ તાટસ્થ્ય જ ભજનની — આંતરસંપત્તિની મૂલવણી માટે મહત્ત્વનું છે.

ભજનનું ભાવવિશ્વ વિપુલ છે; છતાં અનેક ભાવોનું ચર્વણ અનેક ભક્તોએ પોતપોતાની સૂઝ પ્રમાણે કર્યું છે. એટલે ક્યારેક એમાં ચર્વિત-ચર્વણા જેવું લાગે છે. ક્યારેક એમાં અન્ય કવિઓનાં ભાવાનુકરણો ને શબ્દાનુકરણો પણ થયાં છે. પણ ભજનનો વિષય જ અધ્યાત્મ-આરતનો છે. એટલે અનુભૂતિની નિષ્પત્તિની બાબતમાં દરેક ભજનકર્તા સમાન સૂરો કાઢે તો એ ક્ષમ્ય છે, વાની ને ઢાળનાં અનુકરણોમાં પણ અમુક ઢાળ ભજનકર્તાને ઘણા પ્રિય હોય છે; એટલે એ જ ઢાળમાં અન્યનાં ભજનો ગાવાં જેમ એને ગમે છે તેમ એમાં પોતાની આત્મસરગમના સૂર પણ એ છેડે છે. એ રીતે એનું મૌલિક ભજન રૂઢ શબ્દપ્રયોગોવાળું પણ લાગે. ઉત્તમ ભજનકર્તાઓ પોતાના સર્જનમાં અનુકરણનાં તત્ત્વો સ્વાનુભૂતિની ભઠ્ઠીમાં ઓગાળી દઇને વધુ મૌલિક કૃતિઓ સરજાવી શક્યા છે. ક્યારેક ભાવ ને શબ્દ ભિન્ન-ભિન્ન ભજનકર્તાના લગભગ સમાન લાગે, છતાં એમાં એમની "માર્મિક ને રહસ્યગામિની" સ્વાનુભૂતિનું તેજ અછતું રહેતું નથી. એટલે જ અર્વાચીન એક ભજનિકે લોકસંતોની ભજનવાણી માટે કહ્યું છે :

" આત્મરસાયણમાંથી ગળાઇ ગળાઇને જ્યારે વાણી માયલાની અગોચરતામાંથી બહાર આવે છે, ત્યારે એ કેવી માર્મિક ને રહસ્યગામિની બને છે, તેનો દાખલો આપણાં જૂના ભજનો છે....... બ્રહ્મજ્ઞાન, ઈશ્વરી પરચા, શ્રધ્ધાભક્તિની કસોટી, નિગૂઢરહસ્યમયતા, હરિચરણની શરણાગતિ, ત્યાગ-વૈરાગ ને તિતિક્ષા ને છેવટ પરમાત્મશક્તિ સાથેની એકાત્મ તદાકારતા એ આપણા સંતકવિઓનું પરમ લક્ષણ છે. આ લક્ષણે તેઓને સહુના બનાવ્યા છે."[3]

3. સુધાંશુ "ધીરો-ભોજો" —રેડિયો વાર્તાલાપ-૧૯૫૫.

—સર્વ કલાઓના આવિષ્કાર પાછળ આત્માની જ પ્રબળ સર્જકશક્તિ રહેલી છે, માટે જ કવિતાને "આત્માની માતૃભાષા"[૪], "આત્માની અમૃત કલા"[૫] કે "આત્મશ્રી"[૬] ગણવામાં સાર્થક્ય છે.

જીવનનું ધ્યેય, આરઝૂ — અંતરના મનોરથ ભજનમાં જ વ્યક્ત થાય છે. એકતા ને સંવાદિતા તો ભજનનો સમ છે, ટેક છે. અડધી અડધી કડીએ ભાવચિત્રણ બદલાતું રહે; છતાંય ધ્રુવપંક્તિ સ્થાયી હોય. એમાં મસ્તીનો કેફ ઊતરે છે ને ભજન અવધૂતનો મસ્તપિયાલો બની રહે છે. ઊંડા ચિંતનનું ભાવગાઢત્વ ભજનિકો માણી શકે, એવો એ મસ્તપિયાલો છે. ભાવાવેશને અનેકવિધ દર્શનોમાં વિભક્ત કરતી પંક્તિઓ એમાં ઘૂંટાયેલી છે. આ પ્રકારનાં સ્વાનુભવશીલ ભજનોમાં સ્વાનુભવ પણ ઓછો નથી હોતો; જેમને ગૂઢ જીવનનું ગૂઢતર સંવેદન હોય તેઓ જ એની મજા માણી શકે એમ છે.

ભજનોને પુનઃ પુનઃ સાંભળવાથી ને ગાવાથી અંતર સ્રુતિ કેળવાય છે. શબ્દના ભાવાર્થ ને મૂલ્યાંકનની સિદ્ધિ ભજનિકના પોતાના જીવનમાંથી પ્રકટે છે. ભજનના શબ્દમાં અનેક ભૂમિના જીવનતત્ત્વોની ચેતનમય રસ ભર્યો હોય છે. એ પામી શકાય તો જ ભજનને માણ્યું ગણાય. સહૃદયી ભાવકને ભક્તિ, શ્રદ્ધા, કરુણા ને અપાર રહસ્યોને સમજવાની જિજ્ઞાસાદૃષ્ટિ આવશ્યક છે.

ભાવવ્યંજક શબ્દ અને સુરાવટની તલ્લીનતા ભજનમાં જામે છે. એનો મર્મસ્પર્શી અર્થધ્વનિ, એનો કુદરતી શબ્દપ્રસાદ, એની મીઠાસ, એનું કારુણ્ય, એનું અંતરઆર્જવ — એ સૌ વાનાં હૃદયને સોંસરવા વીંધી જાય એવાં છે. આત્મતત્ત્વ અમર છે એનો અનુભવ થયા કરે છે. જીવનનો પ્રવાહ એક અનંત શાશ્વત સંગીત છે. એમાં સંસારી દૃષ્ટિની કીર્તિ, પ્રતિષ્ઠા, માન, ધન — સૌને હોમી દેનાર સંતો આપણને ઘડીભર ભજનસાગરના જીવ બનાવી દે છે. ભજન આમ જીવાત્માને આનંદની લ્હાણ કરનાર તત્ત્વ છે. એ તત્ત્વથી—

---

૪. ઉમાશંકર જોશી. ૫. આનંદશંકર ધ્રુવ. ૬. દેશળજી પરમાર.

પ્રતીતિ જન્મે છે કે કવિ દ્રષ્ટા છે અને તેને સઘળે સ્થળે અને સર્વ સમયે સૌંદર્ય દેખાય છે. માત્ર રાગદ્વેષથી પર એવું માનસ કેળવવાની ને સંસ્થિત રાખવાની જરૂર છે. અંતઃકરણ નિર્મળપણે દ્રવીભૂત થવા માંડે એ ભજનનું અચૂક લક્ષણ છે.

સ્થૂળ જીવનને ન વળગીએ તો ભાવના જીવનનું ઓજસ જોર બઢે છે. પ્રાણોની ભરતી અને પ્રેરણાની વીજળી વહ્યાં જ કરે છે. એ માનસોન્નતિનો આનંદ અનેરો છે — જે રત્નભંડાર અને વિલાસવૈભવથી અનેકધા વધી જાય છે. આ દૃષ્ટિએ તો ભજન ભાવના ગુંજન છે. એમાં જ્ઞાનયાત્રા કરતાં ઇહલોકનો ભક્તિ-પ્રેમરસ-વહ્યે આગમનિગમ કરતાં એમાં જીવનની હૂંફ વધુ સાચી અને ભાવભરી રહે છે. એટલે જ પરમાત્મસત્તાની વત્સલમૂર્તિનું પ્રેમભક્તિભરિત દર્શન થયાં કરે છે. વ્યક્તિત્વ કરતાં સમષ્ટિત્વનો ભંડાર ભજન આથી જ બની રહે છે. ભજન માનવજાતિની વિશાળ સહૃદય-તાનું પ્રતીક છે.

કવિહૃદયને હોય એવી આધ્યાત્મિક અશાંતિ, ધૂંધવાટ ભજનિકને પણ હોય છે. એમાંથી એ ભજનમાં શાંતિ શોધે છે. આ દશામાં જીવનની પ્રત્યેક પળ ભજન એને મન બની રહે છે. આ રીતે ભજન એ લખવા લલકા-રવા કરતાં અનુભવની મૂડી બની રહે છે, ત્યારે અજપાજાપ જેવું ભજન એ જ ભજનિકનો પ્રાણ છે. સોહમ્-ધ્વનિ આંતર બાહ્ય જીવનમાં ગુંજ્યાં કરે છે. તું મારું દ્વિતીય હૃદય છે — એમ રામ સીતાને કહે, એમ ભજનિક ભજનને બીજું હૃદય ન કહે તો જ નવાઇ! જીવન એક ભજન માનીને જીવનારી જાતિ ભરથરી અને બાઉલ આત્માને ભજનરૂપે પ્રત્યક્ષ માને છે. બંગાળમાં "ઊડતું પખી, ગાતું પખી" તરીકે જાણીતા બાઉલો સાચા અર્થમાં ઊડતી ને ગાતી ભજનકવિતાનું જ પ્રતીક આપણને લાગે એ સ્વાભાવિક છે. એમનો સંદેશો જ છે કે જીવન એક ભજન.

ભજન કાવ્યું, દુર્બોધ ને અકવિતા હોઇ શકે છે. પણ એ જીવનનું અનુભૂતિમય ગાન છે ને એથી એ સદા ઊભતું જીવન છે. માણસો, એની જીવનરીતિ, એની કરુણદશા, એ બધું અલ્પતા ને ચપકવતાનું ભાન કરાવ-નાર સત્ય છે. તો કવિતા, સાહિત્ય, કલા સંસ્કૃતિ, એ કાળમાં વિલીન થનાર માનવની દેન છે. એ દૃષ્ટિએ કલા, સાહિત્ય ને સંસ્કૃતિ પૂર્ણતાની યાત્રા છે.

કવિતા એ ઊર્ધ્વયાત્રા છે, તો એનાં પ્રત્યેક સ્વરૂપો પણ ઊર્મિ-યાત્રા છે. ઊર્ધ્વજીવન યાત્રાનું પાથેય કેટલું છે એ જ ભજનની કસોટી છે. દુર્બોધતા ને ઉપદેશપ્રધાન ભાવપંક્તિઓમાંથી પણ જે જીવનની ઊર્ધ્વગામી દૃષ્ટિ લાધતી હોય તો એ ભજન સાર્થક છે. અનુભૂતિની એક લકીર પણ જે આત્માને અજવાળે તો એ કવિતા અને એનાં બધાં સ્વરૂપો કૃતાર્થ બને છે. એટલે જ એકાદ પંક્તિ સ્વયંભૂ હોતાં બાકીની પદ્યરચનાને દ્યુતિમંત ચેતનવંતી બનાવી દે છે. મધ્યકાલીન ભજનોની ટેક : પ્રથમપંક્તિ: આનો મહદંશે અનુભવ કરાવે છે.

ભાવના ને આદર્શોમાં રાચનારી કવિતા જ ઊર્ધ્વજીવનરીતિની હોઇ શકે, અન્ય નહિ, એમ માની શકાય નહિ. વાસ્તવિકતાના રાગી અર્વાચીન વિશ્વસાહિત્યની ઘણીએ મહત્ત્વની કૃતિઓ નિકૃષ્ટ જીવનનું આલેખન કરીને પણ પરોક્ષ રીતે તો જીવનને એક ડગલું આગળ તો વધાર-વાનો ઉદ્દેશ રાખે છે. એમાં જીવનની દુર્દશા, અશાંતિ, અનીતિનું વાસ્તવિક દર્શન છે; છતાંય એનું ધ્યેય તો મંગલની પ્રાપ્તિ જ હોઇ શકે, ભલે પરોક્ષ રૂપે.

ભજનતો આત્માનો પડઘો છે, સંવેદનકળાનું પ્રતીક છે. સૈકાઓથી એનાં નવાં કલારૂપો સહજ રીતે સધાતાં ગયાં છે.

ભજન એ માત્ર આત્મગાન નથી. એણે સમાજ ને રાજ્યની જુલ્મ-જહાંગીરી સામે બળવો પણ કર્યો છે. કબીર ને માંડણ, અખો, ભોજે

જેવા અનેક સર્જકોની ભજનવાણી આની સાક્ષી છે. ક્રાંતિની ઘોષણા પણ ભજનના "આગમ"-સ્વરૂપમાં નોંધાણી છે. દેવાયત પંડિત, વેલો બાવો, સરમણ કાપડી વગેરેનાં આગમો લોકક્રાંતિનાં પ્રતીકો છે. કારણ સંતો સમાજ જીવનના દ્રષ્ટાઓ તરીકે જીવનયોધ્ધાઓ હતા.

ભજનમાં માત્ર શાંતરસનું જ ગાન નથી. એમાં અન્ય આઠ રસોનું[૭] ભાવુનાલક્ષી નિરૂપણ છે ને શાન્ત રસ તો ભજનમાં શિરમોર જેવો છે.

માનવ માટે પરમાત્મદર્શનની ઝાંખી, હૃદયના ભાવસૌંદર્ય દ્વારા કરાવનાર ભજન છે. જીવનનું પરમ આશ્વાસન તો કવિતા-કલા આપી શકે. એમાંયે આશા ને આનંદની ઊજરી તો ભજન બને છે એટલે જ ભજનિકોનું જીવન પરમાત્માશોધન બની રહ્યું.

કવિતા તો અમર વેલ છે આશાની એમ કહેતાં જ આત્માની અમરવેલ એટલે ભજન એમ કહેવાનું મન થઇ જાય છે. એના સેવનથી તો ભજનિકોને જીવનકવિનો યશ લાધ્યો છે. આપણા અનેક ભજનકર્તાઓ સાચા અર્થમાં કવિ છે, કારણ કે કવિ એટલે સત્ય, શિવ ને સુંદરનું પૂજન, અર્ચન કરનાર દ્રષ્ટા છે. એ પગતમાં મછંદર, ગોરખ, ભર્તૃહરિ, ગોપીચંદ, નરસિંહ, મીરાં, અખો, દેવાયત પંડિત, ધીરો, ભોજો, હરજી ભાટી, રાવત રણસિંહ અને અન્ય બિરાજે છે. એમણે અગમનાં રહસ્યો ઊકેલતાં આનંદની પ્રેમવલ્લીનું સીંચન સાર્યું છે; ને જીવન સહ્ય બનાવ્યું છે; આત્મજીવનની તરસ બુઝાવી છે. તત્ત્વજ્ઞાનને કવિતારૂપે કોળાવ્યું છે, સર્મપણમાં આત્મસિધ્ધિ માણી છે, ભક્તિરસનો પ્યાલો પીધો છે અને પાયો છે. એમને મન ભજન એમની આત્મચેતનાનું મહિયર છે.

૭. ભજન એ કાવ્યનું જનવાણી વાહન નથી, એ કવિતાસ્વરૂપમાં સનાતન-તાકાત ભરી છે; ને એ શક્તિસ્વરૂપ કેવળ વૈરાગ્ય અને આધ્યાત્મિકતાનું જ નહિ પણ આત્મસર્પણ, યુધ્ધ અને સામાજિક અવસ્થાની વિષમતાના આધુનિક: ખરું જોતાં તો સર્વકાલીન: ભાવોનું પણ ગરવું ગંભીર વાહન બની શકે તેવી છે. તે હકીકતે જોઇએ તો સોરઠી ભજનિકોએ ઘેરી ઘેરી ભજનવાણીના પ્રયોગો, વીર, રૌદ્ર, કરુણ, શૃંગાર વગેરે સર્વ પ્રકારના રસોને પ્રકટ કરવામાં ક્યાં નથી ~~સમજાવ્યા~~ અજમાવ્યા?—શ્રી ઝવેરચંદ મેઘાણી "એકતારો" પૃ: ૧૦.

ખંડ : ૨ :

## ગુજરાતની ભજન સૃષ્ટિના પ્રેરક સ્રોત